हरीः ॐ तत्सत्

# श्रीहरीवर

# कृपाप्रसाद.

---

तत्सद् ब्रह्मार्पण मस्तुः

જય, શ્રી ગુરૂ બોધ ધારી, શંકર, માર્ગ ક્રમણુ માળા મંત્રે ઢળતું
પ્રીતમ, પ્રપત્તિ પ્રીય ભરતું, ચર્ણામૃત, પ્રશી લેવા સ્નેહવશે ઢળતું
પરમ, સ્વ, ઉપાય, વિરોધી, ફળ, સ્વરૂપ તત્વજ્ઞાને પ્રીતિ દે
પ્રીતમ કૃપાનુભવ, ભરતો, પ્રસાદ, પ્રશી લેવા પરમ પ્રીતિ દે

શ્રીમચ્ચરણસરોરૂહભૃંગ

ॐ હરી: ॐ

તત્સદ્ બ્રહ્મણે નમઃ

# પ્રસાદ પ્રાપ્ત સ્વરૂપ

૧ ૨ ૩ ૪
જય, પ્રસાદ સ્વરૂપ, સ્તવનો, અર્થ પંચક જ્ઞાનપાત્રે કરવાં;

૧ ૨ ૩ ૪ ૫
પુજન, દર્શન, પ્રસાદ, આર્ત્ત, સ્તવનો પુષ્પાંજળી, સંઘરવાં

૧ ૨ ૩
નીશ્ચય, શરણાગતિ પ્રાપ્ય, પ્રસાદ, સ્વરૂપ ધ્યાન થયને રહેશે

[illegible] પ્રસાદ પ્રીત[illegible] પ્રપત્તિવશ જન અહોભાગી કર[illegible]

# શ્રી હરીવર કૃપાપ્રસાદ.

## શ્રી જયાષ્ટક.

### લલિત.

જય સદા રહો, માત તાતનો;
જય સદા રહો, પર્મ પ્રાપ્તનો.
જય સદા રહો, શ્રેષ્ટ પંથનો;
જય સદા રહો, શાસ્ત્ર ખ્યાતનો.
જય સદા રહો, શર્યવંતનો;
જય સદા રહો, સ્નેહવંતનો.
જય સદા રહો, નિત્ય લ્હાવનો;
જય સદા રહો, નિત્ય ભાવનો.

જય સદા વહો, સ્નેહ વર્ષવા;
જય સદા વહો, નિત્ય દર્શવા.
વરતાં શ્રી જયમાળને, વિજય વર વરાય;
વિશ્વ વાટે વરવા વરૂં, વિશ્વપતિ વરદાય.

---

**ॐ हरीः ॐ तत्सत**

**શાર્દુલ વીક્રડિત છંદ.**

**शान्तं शाश्वतमप्रमेयमनघं, निर्वाण. शांतिप्रदं**
**ब्रह्मा शेष सुरेंद्र सेव्यमनिशं, वेदांत वेद्यं विभुम्**
**रामाख्यं जगदीश्वरं जगगुरुं, माया मनुष्यं हरिं**
**वंदेऽहं तत्प्रसादात् भवतुमे भक्ती शरण्या भय**

---

श्री हरीः ॐ तत्सत

# પ્રસાદ સ્વરૂપ.

વિશ્વ, પતિ વર માટે, વિઘ્ન, વિદારણ વડી વીધાવાળા;
વિજયકર, વંદી વીકુલના, વંદુ, વરત્રય વરવા વિશ્વપાળા.
જયશ્રી સચ્ચિદાનંદ, સર્વસ્વ સેવ્ય સ્વામી સદ સુખાળા·
સંન્નીધ સેવે સ્વીકારી, સદસ્નેહી સ્થાપો શર્ણપાળા.
શ્રીહરીવર સ્વામી, શોહાવું શીર પદ શરણ્ય મમધારી;
સખાસુત શ્રી શેવક, સમસ્થાને સ્થાપી સૃજો સેવ ધારી.
કૃપા કરો કરૂણાળુ, કરૂણા દ્રષ્ટી કઠીણ કષ્ટી કાપે;
કૃપાનુભવ કેવલ કર્તા, કામના દેવી કીંકર કલેશ કાપે.
પ્રસાદ પુરણાનંદ જે, પ્રપત્તી પરણી પ્રપન્ન પ્રેમે પામે;

પુરો પ્રચુત પ્રેમ પયે, પુનીત પદ પંક જે પરમ પામે.

પામે પરમ પ્રેમે પ્રપન્ન, શ્રી હરી ભક્ત વરદાય;
અશરણુ અગતિ બાળને, કૃપા પ્રગટ ઉપાય.

સચ્ચીદાનંદકી જય!!!

---

## શ્રી ગુરૂસ્તવંન
## સ્વરૂપ સ્તવન.
### પ્રભાત.

જય ગુરૂ, જય ગુરૂ, સચ્ચિદાનંદ ગુરૂ, ભવદધી ડુબતો આવ્યો શરણે.
આધ, આધ્યાત્મિક, વૈદિક, લૌકિક, સ્વરૂપ મહિમા ગહન વિશ્વે વરણે.
સત્ય ધ્યાન સંરક્ષક, સત્ય ધ્યેય દર્શક, સત્ય પૂર્ણ અનુભવ વરતા.

ગુરૂ ગોવિંદ એ બ્રહ્મને ભવ સ્વરૂપ, ભાવનાવશે જન શ્રેય ભરતા;
ગુરૂ નામ રૂપને, સુણુ વચન પાનથી, ગુરૂ દર્શન કૃપા ધ્યાંય ધરતા.
સહાય નહીં અન્યની આત્મને વિશ્વમાં, આત્મ સહાય ગુરૂ ચરણે રળતા
આત્મ પ્રગતિ બળ, મુક્ત ફળ પામતા, નિર્વિકાર પૂર્ણ સ્વભાવિક ઠરતા
ભકત પ્રીતમ, પરાત્પર ગુરૂ ભેટ એ. પરમ સંનિધી આનંદ ભરતા.

---

## શ્રી માતૃ સ્તવન.

### પ્રભાત.

જય જયે જય જયે અખિલ શ્યે ધારિણી
શરણુ ઉધ્ધારણી વિશ્વમાતા;
શરણુ છું, શરણુ છું, ભવદધિ ડુબતો.
પીતુ શરણે ધરી બનશો ત્રાતા.

કર્મ, ને જ્ઞાનથી, ભકિત, ગોગ પંથથી,
ધ્યેય ધ્યાને જનો શ્રેય ધારે;
ધર્મને કર્મહીન, સંત શ્રેય દ્વાર હીન.
મતી ગતી રતી વીન કોણ તારે.
જગપીતા શરણથી, અભય આનંદ મળે,
પણ દયા ન્યાયથી લાભ આપે;
અધિક અપચાર છે, ક્યારે હું ભોગવું.
નવનવા ઉદ્દભવે કોણ કાપે.
અશક્ય છે છૂટવું, ન્યાયને નીજ બળે,
દયાબળે છુટવા કેમે જાઉં;
દુષિત આહાળ છે, ભ્રમિત ચીત્ત હાલ છે.
[illegible] ચીન સંન્નીધી કેમ, થાઉં.

નીરખી છે વીશ્વમાં, દયાવંત માતને,
નીશ્ચયે આપનું શરણુ ચહાઉં;
શ્રેષ્ટત્તમ સ્વામી શ્રીય, અખીલ જગમાત છો,
માતૃના સ્નેહનો રાગી થાઉં.
ઉપાય એ યુક્તિ રૂપ, બળ નહિં ફળ સ્વરૂપ,
એજ શરણાગતિ વશ થાઉં;
તારશે, ધારશે, નહી શીશુ મારશે;
સ્નેહ વાત્સલ્ય જ્યાં શું મુંઝાઉં.
વ્યષ્ટિ, સમષ્ટિ સૌ સમૃદ્ધિ છે આપની,
જડ, ચેતન તણી છોજ માતા;
દેવના દેવની દિવ્ય, પટરાણી છે, વિશ્વની મમતણી—અશરણ્ય શરણ્ય ત્રાતા.

અભિમત અનુરૂપ, સ્વરૂપ રૂપગુણને, વિભવ ઐશ્વર્ય શીલ આદી ધર્તા;
સંખ્યા નહિ અનવધિક ગુણકલ્યાણથી, ઉભય એકાત્મક વીશ્વે વર્તા.
ઉભય છો એકરૂપ, અરચિત વિશદ રૂપ, એહ જ્ઞાને પીતુ ચર્ણે ઠારો;
પરમ એકાંતિક અને આત્યંતિક, ભકિતને જ્ઞાન એ પરમ ધારો.
એહ જીજ્ઞાસથી, નિત્યસેવ આશથી, બાળને ચરણનું શરણ આપો;
ભક્ત શ્રેય કારિણી, અશ્રેય નીવારણી, ધટીત પ્રપન્ન પ્રીય ધ્યેયે સ્થાપો.

જય જયે જય જયે

---

## પરમસ્વરૂપ — સર્વેશ્વર સ્તવન.

## સર્વેશ્વર સ્વરૂપ. — પ્રભાત.

શ્રીહરી શ્રીહરી, શ્રીહરી શ્રીપતી, શ્રીનીવાશ્રાહરી વિશ્વત્રાતા,

જનપતિ જગપતિ સુરપતિ કેશવા, અખિલ સર્વેશ છો પીતુ માતા.
સત્યચિદાત્મા સ્વતંત્ર પરમાત્મા, શરીરી, અંશ, વિશ્વરૂપ, વિશ્વરવામી
જ્ઞાન આનંદને હેય કલ્યાણમય, અનંત દિવ્ય નિરાકાર અનામી.

રૂપ
રૂપ સાકારમાં, દિવ્યરૂપ ગુણથી, વિભવ વ્યુહ રૂપમાં પ્રગટ થાતા;
નિત્યને મુક્ત બદ્ધ, દિવ્યજ્ઞાન દૃષ્ટિથી, ભાવનાવશ થૈ, સન્નીધ ધાતા.
અનંતને અકથરૂપ, તેહ ગુણ તે સ્વરૂપ, અનંત અદ્વિતીય ઐશ્વર્યધારી;

" ગુણ "
અનંતગુણ ઉદધી, ષડૂ તેજ સંપત્તી, શૌશીલ્ય, માર્દવ, સૌહૃદ ગુણધારી,
સામ્ય, માધુર્યને, ગાંભીર્ય, ચાતુર્ય છે, સ્થૈર્ય, ધૈર્ય, શૌર્ય ગુણ ભર્તા;
ગુણ લીલા વિભૂતી, સ્વરૂપે એમ નથી હતી
પ્રીતિ પ્રપત્તી સમ જન વર્તા.

" આભુષણ "

અનંત આશ્ચર્યમય, સત્ય સૌગંધ્યમય, સ્પર્શથી સુખમયી ભૂષણ ધર્તા;
કિરીટ ચૂડાવતંસ, મુક્તાબંધ, કુંડળો, હાર નુપુર, કાંચી અંબર વર્તા.

" આયુધ "

મોક્ષ પ્રદ શંખને, ચક્ર નિબંધ છે, કૌમુદકી શક્તિ, સહારે કાવે;
સૃષ્ટિ બીજ પદ્મને, ખડ્ગ શાર દિવ્યએ, સ્વ અનુરૂપ ધરી અંગ શોહાવે.

" શ્રી સ્વરૂપ "

શ્રીયરૂપ શોભતું, નિત્ય વૃક્ષસ્થળે, શ્રીનિવાસા પતિ શ્રુતિ ભાખે;
ભુ, નીલા નાયક, અનંત આશન ગૃહી, સમૃદ્ધિ શોભા દિવ્ય એજ દાખે.

" અનુચર "

સ્વરૂપ સ્થિતિ અને, પ્રવૃત્તિ નીજ આધીને, નિત્ય સ્થાને નિત્ય મુક્ત વસતા;
આશનો, વાહનો, વીવીધને અનંત છે, અનંત પરિજન ચરણ સેવે મચતા.

" પરમપદ "

મન અને વાણી જ્યાં, જન પહોંચે નહીં, સ્વરૂપ સ્વભાવ અનંત વિભવ
ધારી;

અનંત ઉપભોગને ઉપકરણ દેવી જ્યાં,
નિત્ય નિરવંદ્ય પરમ સ્થાન ભારી.

" સર્વેશ્વર પદ "

સ્વરૂપ સ્થિતિ અને પ્રવૃત્તિ સંકલ્પથી, સત્ય કામ સત્ય સંકલ્પી કહાવો;
કર્તા ભર્તા સંહર્તાને પરમ છો, પાપ્ય સર્વજ્ઞ નીયમની કાવો.
અર્થીના કલ્પને, આપત્તે છો સગા, આશ્રીત વાત્સલ્ય દધી ભાવો;
આપ સમ આપ છો, અખિલ જગ બાપ છો,
બાળ ધર્મે વદું તે નીભાવો.

માતૃ ચરણ શરણથી, પીતૃ ચરણ શોધતો,
અશરણ્ય શરણ, પ્રેમ આવ્યો;
ભક્ત પ્રીતમ, યુગલ પદ કમળે સદા
સ્થાપી પ્રપન્ન પ્રીય હૃદયે ભળાવો.

---

## "સ્વ સ્વરૂપ"
## "પ્રભાત"

સેવ્ય છો સેવ્ય છો સેવ્ય સર્વસ્વ છો, દેવનાદેવ અદ્વીતિય સ્વામી;
શીષ્ટ શાસન થકી, આપનો હું જ છું, ચાહું બનવા ધટીત યોગ્યે નામી.
અન્ય છું, અંગ છું, અંશ છું, આપ તે, આપ મય આપનો ધટીત થાઉં;
ભીન્નરૂપ દાસને શ્રી સુત ભાવથી, શીષ્ટ સેવો કહે ક્યાંય ધાઉં.

આપ આનંદ જતાં, ધર્મે વિમુખ થતાં, દાન પરાધીન બની અન્યે
ભટક્યો;

કાયા મંન વાણીથી, પ્રવર્તી અપચારમાં, હિતના માર્ગને નાથ પટક્યો.
નીંદી સૌ ધર્મને, સ્નેહી પંથ સર્વને, અકૃત્ય કરણે બનતાં અભાગી;
વેદ અંગ વચનથી, ગુરૂ બોધ કથનથી, જાણુતાં સ્નેહીને થયો હું રાગી.

માત ને તાત સ્રી પુત્રને બંધુઓ સખા વીધા દ્રવીણુ સર્વ કહાવો;
દેવના દેવને પૂજ્ય અદ્વીતિય છો, શીષ્ટ શાસન થકી સર્વસ્વ દાવો.
પ્રારબ્ધ ભોગવું, અનારબ્ધ બાકી તે, સ્નેહ કૃપા વશે દૂર થાયે;
એહ ક્ષમા યાચવા, નીષિદ્ધ અરાચવા, શરણુ હું એજ છે મુજ ઉપાયે.
આત્મ પરમાત્માનું, પ્રકૃતિ આત્માનું, અઘટીત જ્ઞાનથી દીન કાવ્યો;
સત્ય રાગી બનું અસત્ય ત્યાગી થતાં, કૃપા એ યાચતો શરણે આવ્યો.

અધમ ઉદ્ધારતા, ભવભય ટાળતા, પતીત પાવન પરમ પૂજ્ય ભર્ત્તા;
સાધન નવ ચહે, શરણથી અનુગ્રહે, સર્વ ભાવે બને આંસું હર્તા.
વચને આતુર બની, પૂર્વની પ્રીત ચણી, અખિલ, મમ તાત છો સ્નેહે ભાખ્યો
તારવો મારવો વીપત્તે ઉગારવો, હારવા ચરણમાં કરીને રાખ્યો.
સેવા સાધન થતાં, નિત્યમય દર્શતાં, નિત્ય સંન્નીધતા શાંતી થાયે;
શાસને વશ ઠરી, આપ ઉદ્યમ વરી, સત્ય સેવન સદા બાળ ચહાયે.
પ્રણુત જન આરતે, આપ રક્ષક બની, અગણીત જન કર્યા સત્ય ધારી;
ભક્ત પ્રીતમ કરો ધર્મ આ સફળ તો, નીજ અંગે ઠરૂં સન્નીધકારી.
સેવ્ય છો સેવ્ય છો સેવ્ય.

# પ્રભાત.

## ઉપાય સ્વરૂપ.

શરણુ છુ, શરણુ છું, શરણુ છું શ્રી વરા,
સચ્ચિદાનંદ મુને ચરણે રાખો;
મમ પ્રિય, મમ પ્રિય, મમ પ્રિય. વાક્ય એ, શ્રીમુખે પ્રેમથી નાથ ભાખો.
કર્મને જ્ઞાનથી, ભક્તિયોગ પંથથી, પરમ ધ્યેય પ્રાપ્તી છે શીષ્ટ વદતા;
કળીમય કલેશથી, દુષિત ચિત્તવેષથી, મતી ગતી રતી વીન સર્વ પડતા.
ધર્મને કર્મ દેશ તીર્થને સંત દ્વાર, મંત્ર ને તંત્ર સો શક્તિ હારી;
અનેક મતવાદથી, ભ્રમિત વૃત્તિ થતાં, સાધન સહાય વીન વૃત્તિ હારી.
શરણુ છુ આપને, નીષ્કામ જાપને, સ્નેહ રટતાં કૃપાપાત્ર થાતાં;
કેમ તજશો મને, નહીં કદી એ બને, દઢ કર્યું શ્રીમુખે વેણુ વદાતાં

શરણું છું વાણીથી, એજ ઉચ્ચારતો અગતિ અશરણ્ય શર્ણે આવ્યો;
અન્ય સાધન નથી, ઇષ્ટ છો માહરા, મીઠી દૃષ્ટી કરી કરશો ભાવ્યો.
ન્યાયને દયા બળે શરણે ઉદ્ધારતા, ન્યાય નીજ બળ થકી નીશ્ચે ભટકું;
દયાળ આથી, દયાવશી માતના, સ્નેહથી સ્થાપતા ચરણે અટકું.
માત ને તાત સ્ત્રી, સુતને બંધુઓ, ધન ધાન્ય ગૃહ શરણે છોડી;
કર્મને ધર્મની અક્ષર ભાવના, ત્યાગી આપ ચરણમાં પ્રીત જોડી.
ઉભય ચરણારવિંદો પારમાર્થીક પ્રદા, ષડ વિધ પ્રપત્તિ અંગ પ્રપન્ન થાવાં;
ભક્તિ, જ્ઞાન, પરમથી, નિત્ય સંન્નિધ હરી નિત્ય આનંદ ધ્યેય સમ્યે પાતાં.
ઉપાય એ અધે મળ્યો, નીશ્ચે સ્વીકૃત કરો, આપનો છું અરજ ઉરમાં ધરશો;
ભક્ત પ્રીતમ, ચરણ શરણના બીરદથી, ભવોભવ સ્નેહથી સ્થીર કરશો.

---

# પુરૂષાર્થ સ્વરૂપ.

## પ્રભાત.

સ્નેહરશ પાને તું, શરણ્ય શ્રી હીં વરા, નિત્ય સેવન કૃપા દ્રષ્ટી ભરશે,
પરમ આન દના, નિત્ય સન્નિધ વીના, અન્યથી મ ન નહીં વિશ્વે ઠરશે.
ઐહિક પારમાર્થિક, પરમ પુરૂષાર્થને, વીવીધ નામે રૂપે શીષ્ટ દાખે;
ધર્મ ને અર્થ કામ, આત્માનુભવ નામ, પરમની પ્રાપ્તિ ચતુર્વિધે ભાખે.
કર્મ ને ભકિતયોગ, જ્ઞાન આદિક જોગ, પરમ પુરૂષાર્થમાં નાથ ધરશો;
ચરમ પુરૂષાર્થ છો, મોક્ષધ્યેય અમતણા, એહ નીશ્ચય ઘટીત યોગ્ય ભરશો.
પરમ પારમાર્થિક, યુગલ ચર્ણાર્વિંદો, ખટ અંગે પ્રપત્તિવશ ભરાતાં;
પરમ એકાંતક, અને આત્યાંતક, પર ભકિત જ્ઞાન પરમ-રૂપ થાતાં,
ચુર્ણું ને અનવતર, નિત્ય જે વિશદત્તમ, અનન્ય હેતુ, અનવધિક
પ્રીતિ થાયે;

શેષાવસ્થા ચિત્તાશેષ શેષૈતક, રતિરૂપ નિત્ય કૈંકર્ય—ધાયે.
પરમ સન્તાધરૂપ, એહ પુરૂષાર્થભૂપ, ન્યુનતે યોગ્ય રૂપ નાથ કરશો;
પૂર્વના અંશ તણા બળથકી હે વિભો !! આપના વિરહથી બાળ તરશ્યો.
સ્નેહના મેહથી, સીંચોછો શ્રીવરા, પ્રગટ દૃષ્ટાંત આ યુગે જોયું;
શ્રુતિરૂપ ગોપિકા, શુકજનકાદિકો, પામીયા પરમથી ચિત્ત પ્રોયું.
રિદ્ધી ને સિદ્ધી જે, સ્મૃદ્ધિ સૌ જગતની, અવર પુરૂષાર્થ તે નહીંરે માગું;
ચરણના શરણની નિત્ય સંન્નિધતા, સ્નેહરસ ચાખતાં વિજયે લાગું
બુદ્ધિ પ્રવચથી, શ્રવણ અધ્યયનથી, તીર્થ તપ જપ, દાને નહીંરે ભાસે;
ભકત પ્રીતમ કૃપા પ્રપત્તિ ઉપાયથી, પરમફળ સંન્નિધી નિત્ય ધાસે.

---

# વિરોધી સ્વરૂપ.

## પ્રભાત.

જગપતિ, અહીપતિ, સુરપતિ કેશવા, અખિલ સર્વેશ હે !!! વિશ્વસ્વામી;
શાસન શીરધરી, ધર્મમય ચિત્ત કરી, જય ચહું વિશ્વયાત્રા વીચરવા.
દેહરથ જીવરથી, મતી બની સારથી, મન લગામ દશ ઇંદ્રિ ઘોડા;
પંથ પરીક્રમણમાં, જોડી જાતાં ભ્રમણમાં, લૂટશે વાટમાં શત્રુ પ્રોઢા.
પ્રકૃતિ અનુગુણે, વાંછનામય થકી, ત્રિમૂઢ અહંકારથી અકૃત્યે ભૂલ્યો;
અનંત અપચારથી, નીંદી-મમ ધર્મને, શત્રુના માર્ગને હરતે ખોલ્યો.
પાપ આક્રંતથી બદ્ધ છું નાથજી,-અક્ષર કામ (ના) માયા દાસ જેવો;
અનન્ય વીશ્વાસ વીન, શરણમાં કેમે ભળું પામું કેમે પરમ સ્થાન મેવો.
જરૂર મળ નીશીચરો, વિષયી વિષધરો, દુરીજન ડુક્કરો પંથ ભળશે;

વિકટ વર વાટમાં, વેરી જગ ઘાટમાં, પંથ ભુલાવવા યત્ન કરશે.
પર સ્વરૂપ ભુલવી, સ્વસ્વરૂપે હુલવી, પરમ પુરૂષાર્થથી વીમુખ કરશે;
શરણથી પાડશે, શ્રેય સંહારશે, ઘેરીને વૃંદમન ધૈર્ય હરશે.
પ્રારબ્ધ ભોગવું, અનારબ્ધ બાકી તે, ભયાટવી વીક્રમણે નાથ અટકે;
સ્નેહી સેવનવૃતે, સર્વસ્વ સ્વીકારીને, શ્રીમુખ વચન કૃપા શર્ણે અટકે.
દયાદ્રષ્ટી ઠરે, આત્મા આપ વરે, સુમતિ શકિત રૂપ પંથે ધાયે;
પ્રાણ સખ્યા ઠરી ભોગ બને અર્ચના, સ્તોત્ર એ મર્જના જો મનાયે.
પરી ક્રમણ ચાલને, નીંદ્રા સંયમ હાલની, ભાવના સ્વીકૃતે વીઘ્ન જાશે.
ભકત પ્રીતમ કૃપા વશ યાત્રા થતાં, શરણ ઉપાયથી ચરણે ધાશે.

---

## ભુજંગી વૃત.

પરમ પ્રાપ્ય એ પાંચ, પચ્ચીશી ખાસ,
પ્રપત્તિ, દયા લાભથી, રક્ષો દાસ.
નથી ધર્મ નિષ્ઠા, નથી નાથ ભક્તિ;
નથી તત્ત્વનું જ્ઞાનને અન્ય શક્તિ.
સ્થિતી દર્શી વ્હાલી પ્રભો ભાવ લેજો;
સદા દિવ્ય જ્યોતિ શિશુ ચિત્ત દેજો.

---

દેજો જ્યોતિ દાસને, શ્રીપતિ ભક્ત વરદાય;
પંચ તત્ત્વ રૂપ સ્થાપતાં, જય જય વિજય વરાય.

સચ્ચિદાનંદકી જય.

# अर्थ पंचक ज्ञान साधन
## बोध

प्राप्यस्य ब्रह्मणो रूपं प्राप्तुश्च प्रत्यगात्मनः ।
प्राप्त्युपाय फलं प्राप्तेस्तथा प्राप्ति विरोधिच ॥
वदन्ति सकला वेदा स्सेतिहास पुराणगाः ॥
मुनयश्च महात्मानो वेद वेदान्त पारागः ॥
(इत्यादि सिद्धान्तेषु ज्ञाब)

प्राप्य—બ્રહ્મરૂપ (૧) प्राप्ता-પ્રત્યગાત્મા (૨) प्राप्त्युपाय-પ્રાપ્તીનો ઉપાય (૩) प्राप्तिफलं-પ્રાપ્તીફલ (૪) प्राप्ति विरोधी-પ્રાપ્તીનું વિરોધી (૫)

એ પ્રમાણે પાંચ વસ્તુ, સકળ, વેદ ઇતિહાસ ને પુરાણમાં મુનિમહાત્મા વેદ વેદાંગ પારગ કહે છે. અર્થાત્

સર્વ શાસ્ત્રમાં જાણવાનાં, અધિકારી વર્ગને પાંચ, સાધન છે. એવો ખરા શાસ્ત્રજ્ઞોનો મત છે.

એ પાંચ સાધનમાં, પ્રથમ સાધન સ્વસ્વરૂપજ્ઞાન બીજું સાધન પરસ્વરૂપજ્ઞાન–ત્રીજું સાધન ઉપાયજ્ઞાન–ચોથું સાધન પુરૂષાર્થજ્ઞાન, પાંચમું સાધન વિરોધી સ્વરૂપજ્ઞાન.

એ પાંચ સાધનોમાં દરેક સાધનમાં પાંચ પાંચ પ્રકાર છે. એથી પચીશ પ્રકારનું જ્ઞાન અર્થ પંચક સાધન પંચક કહેવાય છે.

## શ્રીગુરૂવર્ણન

ગુરૂસ્વરૂપ—આદ્યગુરૂ (પરાત્પરગુરૂ) આધ્યાત્મિક (પરમેષ્ટીગુરૂ) વૈદિક (પરમગુરૂ) લૌકિક (આલોકજ્ઞાન પ્રદગુરૂ) ઇત્યાદિ ગુરૂસ્વરૂપ શાસ્ત્રમાં કહેલાં છે ( એ ગુરૂસ્વરૂપ જ્ઞાન ગુરૂદર્શન ગ્રંથથી મેળવવું)

# ગુરૂશરણુ પ્રસન્નભાવ પ્રાપ્ત-બોધ

## ( લાવણી-ચાલ ટુંકી )

ગુરૂ શરણુ પ્રસન્નભાર ચાહય, નિત્ય આ બોધ ગૃહે ઉરમાંય;
સત્ય શ્રેય જ્ઞાન સ્થીરસ્થાન એ, સદ્દશાસ્ત્ર વચને પમાય.
અનેક શાસ્ત્રમત જાણે વયવીતે, શુદ્ધ વર્તન, કયારે થાય;
ગુરૂથી શીઘ્ર તત્વ દર્શાય—નિત્ય૦
શ્રીપરાત્પર અધ્યાત્મિક વૈદિક, લોકિક ગુરૂ દર્શાય;
દર્શન પુજન જ્ઞાનથી શરણે, શીષ્યધર્મ વહાય.
ગુરૂથી શીઘ્ર કૃપા વરાય—નિત્ય૦
શ્રેષ્ટ શાસ્ત્ર વેદના જ્ઞાતા, તત્વાર્થજ્ઞ બ્રહ્મમય કાય;

શાસ્ત્રાજાણે કહી બતાવે, કરી બતાવવા પંથ ચઢાય
એ ગુરૂથી શ્રેયે ભળાય—નિત્ય૦
ગુરૂ વચન બોધ ગ્રંથે રહીને, શ્રવણ મંનન નીદીંધ્યાશ્રન થાય;
જે શીખ્યું તે તે સંભારી, ઉપકાર સ્મર્ણુ નિત્ય કરાય.
નવીન તવ ઉત્તમતા દર્શાય—નિત્ય.
ગુરૂ, વશીલે, શ્રેયે ભળતાં, શુચી વ્રત પ્રેમે વરાય;
ભક્ત પ્રીતમ શરણુ વરાતાં, જન્મ કૃતારથ થાય,
ગુરૂ ગોવીંદ રૂપ દર્શાય—નિત્ય.

---

## (૧) સ્વ સ્વરુપ જ્ઞાન.

પોતાના સ્વરૂપનું જ્ઞાન, અર્થાત્ જીવના સ્વરૂપનું જ્ઞાન સ્વ સ્વરૂપ પાંચ પ્રકારનું છે તે.

(૧) **નિત્ય**—નિત્યધામમાં સંન્નીધ વશનાર, પાર્ષદો. વિષ્વકસેન ગરૂડ આદી.

(૨) **મુક્ત**—પ્રકૃતિના સબંધથી રહિત, નામ રૂપથી અતિરિક્ત જીવો ( જે જીવો–મોક્ષ–મુકત થયેલા તે )

(૩) **બદ્ધ**—શ્રીહરીથી વિમુખ થયેલા, સંસારમાં બંધાયેલા, માયાથી જકડાયેલા મનુષ્યાદી જીવો.

(૪) **કેવલ**—આત્મ જ્ઞાનાનંદમાં તત્પર રહી, પોતાના સ્વરૂપમાંજ લીન રહેનાર ભકતીના ભગવદ આનંદથી વિમુખ, મનુષ્ય વિશેષ

(૫) **મુમુક્ષુ**—મોક્ષની ઇચ્છાવાલા. એ બે પ્રકારના છે.

**૧ ભક્ત**—તૈલધારા વચ્છિન્ન જેવી તેલની ધારા ખંડિત થતી

નથી. તેવા પ્રકારે, કર્મ જ્ઞાનપૂર્વક ઇશ્વર સેવા, ભક્તીમાં, અનુરાગી તન મન ધન અર્પણ કરી તે યુક્ત રહેનારા.

૨ प्रपन्न—પ્રભુમાં કાંઇક સ્નેહ ધરાવનારા. એમાં બે પ્રકાર છે.

१ आर्त्त प्रपन्न—સંસારી વિષયસુખમાં તપ્ત, સંકટમાં આર્ત્ત થનારા. જેવા વૃતાસુર.

२ दृप्त प्रपन्न—શરીરની સમાપ્તીમાં મોક્ષ પ્રાપ્તીમાંજ સંતોષ ધરનારા, અને નિર્હેતુક ભગવત્ કૈંકર્ય કરનારા.

---

## સ્વસ્વરૂપે ભક્ત સ્વરૂપ પ્રાપ્તી બોધ

### (લાવણી-ટુંકી ચાલ)

સ્વસ્વરૂપ ભક્ત પદ ચાલ, ભાલીમદ સાધન સજન મંન માંલ,

એકમેવ અદ્વીતીય સ્વામી, તેતો કદી ન થવાય;
પણ તેનો તું થઇ રહેવાથી, પૂર્ણથી પૂર્ણ પમાય.
સૂક્ષ્મ એ માર્ગ વીશ્વે દર્શાવ—ભકિત.

જીવ સ્વરૂપ પંચ કહ્યા છે, શ્રેષ્ઠ મુમુક્ષુતા થાય;
ભકત પ્રપન્ન છેકી ભેદો, પ્રપન્ન ઉભય કહેવાય.
ભક્ત થૈ સ્વામી શર્ણે રક્ષાય.—ભકતી.

પ્રથમ જીજ્ઞાસા ઇષ્ટની ધરતા, અનુકુળ સદા ચરણ થાય.
ચિત્ત એકાગ્રતા યોગ શ્રદ્ધાથી, કર્મ ઉપાસના જો વરાય.
મળ વિક્ષેપ દુર પળાય.—ભકતી

કર્ત્તવ્યા કર્ત્તવ્ય રૂપ વિવેક પ્રગટે, વિવેક ભકતી દ્રઢતાય;
તેથી શ્રદ્ધા વિશ્વાસ દ્રઢતા, થાતા પૂર્ણાનુરાગ પમાય.
તવ ત્રીલોકે વૈરાગ્ય દર્શાય—ભકતી.

વૈરાગ્ય થાતાં ઇષ્ટ પ્રેમ જામે, અલ્પજ્ઞતા વિવેકે દર્શાય,
એથી નમ્રતા આવે ચાલી, ;પ્રેમ વૃદ્ધીએ આદ્રવતા થાય.
ભાવે સંકીર્તન સત્સંગ ધાય.—ભક્તી

સર્વસ્વ નીવેદન મનથી થાતાં, દશાવસ્થવન અર્પાય;
વાસના રહિત થાતાં શમ દમ, ઉપરતી તિતિક્ષા ભરાય.
અધીકારી પરીનો થાય—ભક્તી.

આળસ કાયરતા મંદતા કુતર્ક, ભય શંકા આસુરી ગુણ જાય,
જીજ્ઞાસાદી ક્રમે કુણા ગુણ, દૈવી રૂદયે દ્રઢ દ્રઢાય.
ભક્ત પ્રીતમ રૂપે વરાય—ભક્તી.

૨ પરસ્વરૂપ જ્ઞાન—શ્રી પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન શ્રી પરમાત્માના સ્વરૂપમાં પાંચ પ્રકાર છે.

૧ **પરસ્વરૂપ**—પરનામ, વાસુદેવ, નારાયણ, વિષ્ણુ, શબ્દથી વાચ્ય. વૈકુંઠમાં નિત્ય પર વિભૂતિ સહિત વિરાજમાન, જે મુક્ત જીવોથી સેવાયલા જેને ભગવાન આદી શાસ્ત્રે કહેલા છે તે.

૨ **વ્યુહસ્વરૂપ**—વ્યુહનામ, વાસુદેવ, સંકર્ષણ, પદ્યુમ્ન અનિરૂદ્ધ, આદી નામ વાચ્ય, જલશાયી-જગત કારણ, જે ક્ષીર સાગરમાં શયન કરનારા છે.

(૩) **વિભવસ્વરૂપ**—વિભવ નામ, શ્રીરામ, શ્રીકૃષ્ણ આદી ચોવીશ અવતાર.

(૪) **અંતર્યામી સ્વરૂપ**—અંતરયામી નામ, ચેતન અચેતનના અન્તર શરીરમાં રહીને પ્રકાશભૂત થઇને, જીવદત્ત ધર્મના પાલન કરવા વાલા " જ્યોતી સ્વરૂપ. "

(૫) **અર્ચાસ્વરૂપ**—અર્ચા નામ ભકતોની સુલભતાને વાસ્તે મંદીરમાં, શાસનવશ્ય થઇ રૂપ નામના ધારણ કરવાળા, મૂર્તિ સ્વરૂપ સર્વ શક્તિવંત છતાં, અશકત સમાન રહીને જીવોના કલ્યાણ માટે બંધાયલા જેવા, મૂર્તી સ્વરૂપ, શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણચંદ્ર, શાલીગ્રામ (શિવાદી) આદી મૂર્તિધારી ભગવાન.

---

## પરસ્વરૂપે (પરમાત્મા સ્વરૂપે) સર્વસ્વ ભાવ પ્રાપ્ત બોધ.

(લાવણી.)

હરી છે એકજ મુજ માથે, ઓળખ તું શ્રુતી સ્મૃતીથી ખાંતે,
એકજ સ્વામી આ વીશ્વનો, શાસ્ત્ર સમંત છે વાત;

દીસે વીવીધ રૂપ કર્મ નામ ભેદે, દ્રઢ કર જ્ઞાન સંગાથ.
ફરે નહીં કાંઈક તર્ક થાતે—ઓળખ.

## પરસ્વરૂપ જ્ઞાન પ્રાપ્ત બોધ માર્ગ.

સર્વ વ્યાપક નીર્ગુણ સગુણ, દીવ્યમંગળ રૂપ તાત,
પંચ સ્વરૂપે શીષ્ટો ઉપાસે, વરસ્વરૂપે યોગ્યતા સાથ.
સ્વરૂપે ઠરીશ દ્રઢ પાતે—ઓળખ.

## ઉપાય સ્વરૂપ જ્ઞાન પ્રાપ્ત માર્ગ.

રૂપ ગુણ લીલા કર્મ નામ એ, નીત્ય સેવને ભળાય,
શ્રવણ મનન નીદીધ્યાસને ધાતાં, નીત્યસન્નીધી ભળાય,
લીલા રસ ઠર્શે શર્ણું થાતે—ઓળખ.

## વિરોધી સ્વરૂપ હરબોધ માર્ગ.

ઉપક્રમણુ ઉપસંહાર. અભ્યાશ, અપૂર્વતા ફળ જણાય;
અર્થવાદ ઉપપતી છ લીંગે, તાત્પર્ય નીર્ણય કરાય
દ્રઢારી નાશ્ચય ન્યાયે ધાતે–ઓળખ.

## પુરૂષાર્થ સ્વરૂપ પ્રાપ્ત માર્ગ.

દીવ્ય અલૌકિક શકતીવંત સ્વામી, છે સર્વ નીયંતા આપ,
નીજ જયે જયવંત કરતા, ભરતા અભયતા બાપ.
શકતીવંત બને પાદ ધાતે–ઓળખ.
અશર્ણશર્ણ, નિસાધન તારક, સત્યબંધુ સુરદ્ સ્વભાવ;
દૈવી–રૂપ, ગુણુ કર્મે સર્વથી, પૂર્ણ પૂર્ણ પ્રદ ભાવ.
પરમાનંદ દ્રઢે ભાવે ધાતે–ઓળખ.

દૈવી સંપતી સ્નેહ શરણુથી, સંન્નીધી થાતા તાત,
ભક્ત પ્રીતમ છે સર્વસ્વ મમ, દ્રઢ થશે શાસન વાટ,
પરમ પુરૂષાર્થ વર ધાટે—ઓળખ.

---

(૩) उपाय स्वरूप ज्ञान

## ઉપાય સ્વરૂપમાં પાંચ પ્રકાર છે.

(१) कर्म उपाय स्वरूप—યોગ, યજ્ઞ, દાન, તપ, ધ્યાન, સંધ્યા, વન્દન, પંચ મહાયજ્ઞ, અગ્નીહોત્ર, તીર્થયાત્રા, ધર્મ, શાસ્ત્ર અભ્યાસ, ભગવત્સમારાધન ( પૂંજા ) ઇત્યાદિ કર્મ.

(२) ज्ञानउपाय स्वरूप—યોગ જન્ય જ્ઞાન સાધન, સર્વેશ્વર

પોતાના અન્તઃકરણ વૃતિથી હૃદયગત કરીને તદાકાર વૃતિરૂપ થવું. બ્રહ્મમય દ્રષ્ટી થવું.

(૩) ભક્તિ ઉપાય સ્વરૂપ—તેલની ધાર સમાન અખંડ ભગવત્ પ્રેમરૂપ સ્મરણાકાર વૃતિ, ભકિત કર્મજ્ઞાન પૂર્વક શાસ્ત્ર અનુસાર હોય તો મોક્ષ આપનારી હોય છે. (પરમ પુરૂષાર્થ આપે છે) અને કર્મ જ્ઞાન રહિત શાસ્ત્ર વીના, પણ પ્રેમ પ્રચુરરૂપ જે ભક્તી તે પ્રેમ લક્ષણા કહેવાય છે.

(૪) પ્રપત્તિ ઉપાય સ્વરૂપ—સર્વમાં અશક્ત, અર્થાત્ કર્મ જ્ઞાન, ભક્તિ યોગોમાં, મતી, ગતી, રતી વીનાને પ્રપત્તિ (શરણાગતિ) શ્રેય દેનારી છે.

## પ્રપત્તિ ( શરણાગતિ ) બે પ્રકારની છે.

आर्त प्रपत्ति—નિર્હેતુક ભગવત્પ્રસાદથી, ભગવાનનો અનુભવ હોવામાં ત્વરા અને એનાથી સંસાર, વિષય અસહ્ય થાય છે તે ભાવ.

दृप्त प्रपत्ति—શરીરનો અન્ત હોવાસમ ભગવત્ પ્રાપ્તિનો યત્નો દ્રઢ નીશ્ચય તે.

(૯) आचार्याभिमान—સર્વ, પ્રવૃત્તિ. નિવૃતીના તદધીન તયાડપાદનમ્ સર્વ ઉપાય, સર્વ કર્મોને શ્રી આચાર્ય સમર્પણ કરીને, સર્વદેવમય આચાર્ય છે. તેનાથી, શ્રેય એવા વીશ્વાસથી નિર્ભર હોવું. ગુરૂ આજ્ઞાધીન રહેવું, નિત્ય ગુરૂ સેવા સ્વીકારી ગુરૂ શીષ્ય બનવું.

ઉપર જણાવેલા પંચ વિધ ઉપાય સ્વરૂપમાં शरणागति અને आचार्याभिमान શ્રી વૈષ્ણવ સંપ્રદાયમાં મુખ્ય મનાય છે.

# ઉપાય સ્વરૂપે, પ્રપત્તિ-ભક્તી પ્રાપ્ત બોધ.

(લાવણી)

હરી શરણુ સ્નેહ રહ્યા ચાહય, નિત્ય આ વિચાર સજ ઉરમાંહ્ય,
પૂર્ણાનંદ પુરણુકામ ધણી ધામાદી શ્રેષ્ટ કથાય;
સર્વ શરણ્ય સદસ્નેહી દાતા અભય બળ શ્રેયે ભળાય.
હેતુવશ શરણુ હરીતું કરાય—નિત્ય૦

ઉપાય સ્વરૂપ પંચ છે તેમાં, ભક્તી પ્રપત્તિ સરલ દર્શાય;
શું મારૂં રક્ષણુનો ભાર, સાર હરીવરના નીશ્ચે થાય.
શરણુભાર હરીથી વહાય—નિત્ય૦

ઇષ્ટાનુકુળ સંકલ્પો કરવા, પ્રતિકુળનો ત્યાગજ થાય,
રક્ષણે વિશ્વાસ કીર્તન ધર્મે, દીનતા કાર્પણ્યતા ધાય
એ છ અંગે શર્ણાગતી ગાય—નિત્ય૦

પ્રભુ કૃપાપાત્ર વચમાં રાખી, શરણાગતિ સુગમે વરાય;
જેવી ઓથ તેવું બળ ભળે છે. પંથ નીર્ભય સરલ દર્શાય.
શ્રીગુરૂ આલવાર ઓથ જણાય—નિત્ય૦

શ્રીમુખ્ય શરણ ઉપાયે ધાયે, દ્રઢ નીશ્ચયે સ્થીર ઠરાય;
એક ઉપાય એક માગણી, એક વશી સૌ વંશ થાય.
નિજ કુચ્ચાશ પીડા દર્શાય—નિત્ય૦

અન્ય ઉપાય હરી ફળ મધ્યમ, કર્મજ્ઞાન ભકતી કહેવાય.
હરી ઉપાય અન્ય ફળ ઇચ્છા!, અધમ એ શાસ્ત્રે લેખાય
તજી એ શીષ્ટો પરમેધાય—નિત્ય૦

ભવીષ્ય પાપો ન કરવા દ્રઢ, પશ્ચાતાપ ઉર થાય;
નિત્ય કેંકર્ય શ્રેયે બળવા, કર સંપૂટ દીન થૈ ધાય,
હરીથી નીશ્ચે તે રક્ષાય—નિત્ય૦

હરી શાસન વશનીશ્યે વીચરતાં, અન્યાશ્રય વસ્તુત જાય;
અકિંચનતા પ્રાપ્ત થાતાં, ભકત પ્રીતમ ચરણે વરાય
શ્રેષ્ટ એ શાસ્ત્રો અનુભવે ગાય—નિત્ય૦

---

## पुरुषार्थ स्वरुप

पुरुषेण अर्थनीय—પરમ પુરૂષ પરમાત્માથી મેળવવાનું સ્વરૂપ જ્ઞાન. પુરૂષાર્થ સ્વરૂપમાં પાંચ પ્રકાર છે.

(१) धर्म पुरुषार्थ स्वरुप—प्राणिरक्षणोपयोगिक शास्त्र विहिताज्ञा पालन पूर्वक कर्म विशेषो धर्मः ॥

જેનાથી પ્રાણીઓનું રક્ષણ થઇ આલોક પરલોકના શ્રેયસ્સ ભાગી થવાય, અને સુખે જીવન રક્ષાય. એવી શાસ્ત્રોકત ભગવાનની

આજ્ઞા પાલન-પૂર્વક, જે કર્મ કર્યું જાય, તે ધર્મ છે. તેમાં, ધર્મ વર્ણ: આશ્રમાદી, તન, મન, ધનાદીની ઉન્નતિ રૂપ પેટા ભેદ છે.

(२) अर्थ: पुरूषार्थ स्वरूप.

વર્ણ, આશ્રમના અનુસાર, ધન, ધાન્ય આદિ, દેવ પીતુ અતિથિ, સત્સંગ, એઓમાં પૂર્વોકત, ધર્મબુદ્ધીથી ખર્ચ કરવો.

(३) काम पुरूषार्थ स्वरूप.

કામ પુરૂષાર્થમાં બે પ્રકાર છે.

(૧) ઐહિક—પિતા, માતા, ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર, ભુમી ઇત્યાદી પ્રાપ્તિ અર્થે.

શબ્દાદી વિષય, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ; ગંધ, આદી મળનારા, સુખની પ્રામી અથે—

(૨) પારલૌકિક—પરલોકના સુખ, સ્વર્ગાદી, અપ્પરાદી, સંગ-વિહાર આદીની પ્રાપ્તી અર્થે—

(૪) आत्मानुभव पुरूषार्थ स्वरूप—

દુઃખથી નીવૃત્તિરૂપ થઇ, કેવળ આત્માનો અનુભવ કરી બ્રહ્મમય ચીત થતાં, મોક્ષ સરખું સુખ માનવું તે અર્થે—

(૯) भगवदनुभव पुरुषार्थ स्वरूप—

પારબ્ધ કર્મોનો નાશ કરી, પુણ્ય પાપની નિવૃત્તિ થતાં. (अस्ति. जायते परिणमते विवर्धते अपक्षीयते विनस्यति) છે, પેદા થાય છે, પરિણામને પ્રાપ્ત હોય છે. વધે છે. ઘટે છે. નાશ હોય છે. એ ૬ ભાવના શરીરને ત્યાગ કરી, સુસુમ્ના નાડી વડે મસ્તક ભેદન કરીને સૂર્યદ્વારથી, શ્રીવિરજા ( વૈકુંઠમાં નદી છે ) સ્નાન-

દ્વારાં સૂક્ષ્મ શરીરને દુર કરીને, સકલ તાપ નીવારક માનવ, કર સ્પર્શ કરતો, શુદ્ધ, સત્વાત્વક, જ્ઞાન, આનંદ સ્વરૂપ ધારણ કરી શ્રીં હ્રીથી સેવિત, નિત્ય મુકત સેવિત, ઇશ્વરવાસ, સ્થાન (વૈકુંઠ કૈલાશ આદી) માં જઇ ભગવદ્દ સમીપ રહીને નિત્ય કૈંકર્ય (સેવા કરવી) સેવન કરવું.

પુરૂષાર્થમાં પૃથક પૃથક ધર્મમાં ભેદો છે. (એ સવીસ્તર ગુર્ રૂ બોધે લખ્યું છે તે જોવું.) અહીંઆ, હીંદુ ધર્મ શાસ્ત્રમાં "**પરમ પુરૂષાર્થ**" પરમ પુરૂષ જેનો અર્થ તેજ પરમ પુરૂષાર્થ, ઉત્તમોત્તમ સ્વીકારેલો છે. અર્થાત્ પરમ પુરૂષની પ્રાપ્તી એજ અર્થ તે પરમ પુરૂષાર્થ છે.

---

# પુરૂષાર્થં સ્વરૂપે ભગવદનુભવ-સ્નેહ (કૈંકર્યં નિત્ય સેવા) પ્રાપ્તીકર બોધ.

(લાવણી)

પરમ પુરૂષાર્થે અનુભવ ચાહ્ય, નિત્ય આ વિચાર સજ ઉર માંહ્ય,
પંચ સ્વરૂપ પુરૂષાર્થે કહ્યા છે, પરમ અનુભવ સ્હેને દર્શાય,
વિવેક શ્રદ્ધા વિશ્વાસ પ્રેમ, સુત્ર નીત્યાનંદે ધાય.

બાળ પીતા સમ રક્ષાય-નિત્ય.

ભકતી સ્નેહ સર્વસ્વ ભાવ સેવા, પ્રેમાનુરાગ શ્રદ્ધા કથાય,
પ્રગાઢ ભકતી અનન્ય પ્રેમ નામે, વસ્તુ લક્ષ્યાર્થે ચર્ચાય,

અનુરાગ લક્ષે શાસ્ત્રો ગાય-નિત્ય.

અમૃત પ્રાપ્તીપરા, અપરા, દ્વી ભેદે લાભાર્થે વર્ણાય,

પરાપરોક્ષ, અપરોક્ષ સાધન ફળ, શ્રુત સ્વભાવીક પરોક્ષ લેખાય,
નીગુણ પરાલૌકિક જણાય–નિત્ય.

અપરાદ્દષ્ટ, શ્રુત ગોચરાગોચર, બ્રાહ્ય અંતર સાધને સધાય.
અપર સાધને અપરા ધાતાં, અંતરાંસ સ્નેહ તરંગ રેલાય,
સ્વાભાવીક પરામુળ દ્રઢાય–નિત્ય.

ઇષ્ટ સન્નીધ અવીચળ વીરામ, પ્રેમ સ્વરૂપે પ્રેમાનંદે વહાય;
પૂર્ણ સ્વરૂપ નીર્ગુણ પરાએ, સાધન અપરાથી વરાય,
દૈવી ફળ ૐ તત્સદ્ દર્શાય–નિત્ય.

ભક્તી સાધનમાં છે ભક્તી, ભક્તી ફળ ભક્તી સેવા થાય,
જીજ્ઞાસા સદાચાર યોગ વિવેકને વૈરાગ્ય પ્રેમે દર્શાય.
આર્ત અર્થી જીજ્ઞાસુ જ્ઞાની ધ્યાય–નિત્ય.

આળસ કાયરતા મંદ કુતર્ક, ભય શંકાદી પ્રતીબંધક થાય,
વિષય દુસંગ સકામ ચીંતા, વિનાશક દુરજ પળાય.
સત સંબાદી સહાય કે રક્ષાય—નિત્ય.

સુગમ નિર્ભય સ્નેહ મારગ છે, દ્રઢાશ્રયે પૂર્ણ ભરાય,
ભક્ત પ્રીતમ કૃપાવશ ઠરતા, નિત્ય કૈંકર્ય વરાય.
પૂર્ણથી પૂર્ણતા ભળાય—નિત્ય.

---

(૯) विरोधी स्वरूपज्ञान

## વિરોધી સ્વરૂપ પાંચ પ્રકાર છે.

(૧) સ્વ સ્વરૂપ વિરોધી—દેહને આત્મા માનવો, ભકતી માર્ગમાં પરમાત્માનો આત્મા ખુદ દાસ છે. બાળ છે. એજ બાહ્

સંલગ્ન થવું એજ મોક્ષ પ્રદાતા છે. અન્ય ભાવે બંધન છે. જેથી પોતાને સ્વતંત્ર સમજવું એ ભકતીમાં સ્વસ્વરૂપ વિરોધી છે.

(૨) **પરસ્વરૂપ વિરોધી**—ભગવાન તજી અન્ય દેવ તાન્તરમાં પર સ્વરૂની, સમાનતાની ભાવના ધરવી તે, પરસ્વરૂપ વિરોધી છે.

(૩) **પુરૂષાર્થ સ્વરૂપ વિરોધી**—ભગવત્ સેવામાં ઇચ્છા ન કરતાં, અન્ય સેવનની અન્ય કર્મની ઇચ્છા થવી તે વિરોધી.

તેમાં સંસારી કર્મમાં સંલગ્ન નીરંતર રહેતું તે-પુરૂષાર્થ સ્વરૂપ વિરોધી છે.

(૪) **ઉપાય સ્વરૂપ વિરોધી**—

સીદ્ધ ઉપાય (એક વશ સૌ વશ થાય. એક જણાતાં સર્વ જણાય, પૂર્ણથી પૂર્ણ ભળાય) ભગવાનને છોડી, પરમ પુરૂષાર્થ માટે વિઘ્ન આપવાવાળા અન્ય ઉપાયો કરવા તે ઉપાય સ્વરૂપ વિરોધી છે.

(૫) પ્રાપ્તિ સ્વરૂપ વિરોધી—

શ્રી ભગવાન અને ભાગવત ( વૈષ્ણવ ) જનોની નીંદા, અપરાધ, અવગણના કરવી. સેવામાં વીઘ્ન આપવું ઇત્યાદિ પ્રાપ્તી વિરોધી છે.

---

# વિરોધી સ્વરૂપે જગયાત્રા પર્યંટણે વિરોધહર શ્રેય પ્રાપ્તીકર બોધ.

(લાવણી)

વિશ્વ વાટે પરમ શ્રેય ચહાય, નિત્ય આ નિયમગૃહે ઉરમાંય
અનેક જન્મ સંસીદ્ધી થાતાં, પરમે પ્રેમ ભળાય;
ભાવ ભક્તીવશ શ્રીમુખ વચને, :સ્નેહ સુગમ દર્શાય.
અભય તે હરી બળથી રક્ષાય.—નિત્ય

જીજ્ઞાશા સદાચાર યોગ વિવેક, વૈરાગ્ય પ્રેમ સંપત્તિ ધાય.
બનતા ભકતીના અધીકારી, શરણ ભકતી એ પર્મ ભળાય.
અહો ભાગી વીશ્વે લેખાય—નિત્ય

સ્વ સ્વરૂપ વીરોધી તે, દેહ આત્મા સ્વસર્વેશ્વર થાય;
પર સ્વરૂપ વીરોધી તે, અન્ય સર્વેશ્વર કહી ધાય.
પુરૂષાર્થે સકામ ઇચ્છી ભળાય—નિત્ય.

ઉપાય વિરોધી પરમ ત્યાગી, અન્ય ઉપાયે ધાય,
પ્રાપ્તી વિરોધી હરી હરી જનના, નીંદક થૈ વખણાય.
વિરોધી ભકતી વીનાશી લેખાય—નિત્ય.

નિત્ય નૈમિત્તિક શાસ્ત્રને મચતાં, ઇષ્ટ સમર્પણે ધાય,
નીજ સાધનરત ટેકે ભળતાં, ભકત પ્રીતમ પ્રસાદ પાય.
જગયાત્રા વિજયવંત થાય—નીત્ય.

# દર્શન સ્તવન.

## પુંજન ( માનશીક )

પદ (યસોદાનંદ તણા ઘરમાં—એ રાહે )

દર્શાયા દેવી દાન દેવારે દર્શાયા દેવી દાન દેવા;
નિત્ય નીયમની સાધન સેવા, સ્વીકારો મમ દેવા.
સુવર્ણ રત્નમય ચારૂરે—સુવર્ણ.
રમ્ય મૃદુલ દીવ્યાશન કલ્પ્યું, રૂદયાશન વારૂ
સુગંધીત પુષ્પ સહીત વારીરે—સુગંધીત.
ચરણું પુજે પાધ અર્ધ્ય અરપતાં, પાદ વરૂંધારી
તિર્થોદક નોત્તમ છે જેમાં રે—તિર્થોદક.
આચમ્ય શુદ્ધથી શુદ્ધામૃત દ્રવતા, શુદ્ધિવાધે તેમાં

શીતોષ્ણ સુંગધીત ચારૂરે—શીતોષ્ણ,
સ્નાન જળથી નીર્મળ નહાતાં, નીર્મળ નેહ નીહાળુ
વસ્ત્ર આ પંચરંગે વરતાં, રે—વસ્ત્ર.

સમય સમયે પરીધાન વીશ્વોદરે, જીવના ધાર ઠરતાં
સૌભાગ્ય પ્રદ દિવ્ય ગંધ આ છે રે—સૌભાગ્ય.
ચંદન કુંકુંમ લેપન ચિત્તે, જય દિવ્ય દાન દે છે
અક્ષતો અક્ષયે ઠરતાંરે—અક્ષતો, અક્ષયી કરતાં;
પુષ્પ રૂતુદ્‌ભવ નિવાસને વરતાં, પ્રેમ પરમે ધરતાં.
પરીમલ અમીત યુથ સાથેરે, પરીમલ.
દશાંગ ધુપની ધુની ધીકાવું ધ્યાન ધુપે માથે.
તીમીર હર અમી દીપ જ્યોતીરે. તિમીર.

સ્વયં પ્રકાશીત મૂળ કાન્તીવશ, દર્શને દ્રઢ કરતી.
દુગ્ધ ફળ અન્ન ભોજન ચારૂરે. દુગ્ધ.
નીત્ય તૃપ્તથી પ્રાશન થાતાં, ભાવ બળે ન્યાહળું.
રત્ન હેમ રજતને મુક્તારે. રત્ન.
દ્રવ્યદાન દામોદર કરતાં, દિવ્ય દેહ વરતાં.
વિષ્ણુ તેજ વાટ કર્પુર ધારી. વિષ્ણુ.
આરતી કરતાં રૂપ દર્શનની, આરત વરૂ વારી.
અશ્વમેધ પદે પદે ધારી. અશ્વમેધ.
પરીક્રમણ વીશ્વવારે વરતાં, મીટે ભ્રમણ ભાળી.
આપ છો સર્વસ્વ શરણ્ય સ્વામીરે. આપ છો.
નમન પુષ્પાંજળી સ્વીકૃતથી, બનતાં અનુગામી.

ભાવવશ સ્નેહ સેવે કરતાંરે. ભાવ
પોતાનું પોતે સંયમે સ્વીકારી, મન સેવને વરતાં,
શાસ્ત્રવશ મન શેવા ધાથીરે. શાસ્ત્ર.
ભકત પ્રીતમ કૃપાપ્રસાદે, કરતા અધિકારી.

---

## મંગળા દર્શન સ્તવન.

### રાહ-( રૂડાદીસો છો )

જય મંગળ કર મંગળા, અમંગળ હરેરે
શેષ પરમ મંગળ ભળેરે.
મંગળ પ્રાકટય કરમગુણ મંગળ, મંગળ નામ લીલા ધામ મંગળ;
મંગળ નીધીવત્, મંગળ પ્રદ એથા દરેરે—જય૦

મંગળ મુરતી મનહર દ્યોતિ, કોટી ભાનુ શશિસમ જ્યોતી;
રશી રૃદય દાશ તીમીર હરેરે—જય૦
મંગળ અસન વસન આભુષણ, મંગળ શાસ્ત્ર સમય સર ભૂષણ;
શરણે મંગળ અભયતા ભરેરે—જય૦
મંગળ દર્શન પુંજન મંગળ, મંગળ ધ્યાન ગાનરશ મંગળ.
મંગળ શ્રવણ રશપાન મંગળ તાલરેરે—જય૦
મંગળ યશ આગતં તિ શ્રુછંદ, મંગળ મુનિ વંદિત પદ વૃંદ.
સકલત્તર મંગળે, મંગળતા વરેરે—જય૦
ભકત પ્રીતમ મંગળ કર આરતી, વારત મંગળ આરત આર્તી;
પ્રસાદ મંગળ કર દર્શનાનંદ ભરેરે—જય૦



# મંગળામસ્રાદ ભાવ

## ( વિરોધહારી ) સ્તવન

( પ્રભુ આનંદઘન અવીનાશી એ રાહે )

જય વિશ્વ મંગળ કર સ્વામી, મંગળ કર ભર્ત્તા જય કર્ત્તા.
વિષ્ણુ સ્વરૂપે અંતરયામી ભવ ભયના હર્ત્તા જય વર્ત્તા.
જગયાત્રા ધર્મે વિચરવા, ચાહું નિત્ય સેવા વરવા;
મંગળે મંગળમાં ઠરવા—મંગળ.
ભય ભાસે ભ્રમણમાં ભારી, વર વાટે હુટે કર્મ કારી;
કૃપા કટાક્ષે મંગળ ભારી—મંગળ.
સ્વસ્વરૂપ ઉપાયે જકડવા, પરસ્વરૂપ પુરૂષાર્થે બળવા;
પ્રીતિ પ્રતિતી પ્રેમે ભરવા—મંગળ.

વિશ્વકર્મ સેવન ભાવે કરશે, જગયાત્રા સફળતા વરશે.
ભક્ત પ્રીતમ સન્નીધતા ભળશે—મંગળ.

---

## મંગળા આર્તસ્તવન બોધ.

(પ્રભુ ખબર અમારી સદા રાખશોરે)

કરશો ક્યારે, મંગળા, અમંગળ હરી જો;
વરશો જ્યારે, દ્રષ્ટિ મંગળ અમીરસ વરી જો;
થશે ત્યારે, મંગળા અમંગળ હરી જો;
રંગે સૃષ્ટી નીશામક ગુણે ચીત્ત ઠરી જો;
કૃપા વર્ષે, ગુણ મહાત્મા સહિત ભક્તિ ખરી જો—
રહેશે ગુણ કર્મ નામ રટણે મન વરી જો;

કૃપા વર્ષે, સ્મરણા સક્તિ ભક્તિ ભળી જો—
છે મંગળ દર્શન દ્વાર, અમંગળ હરી જો;
ભક્ત પ્રીતમ, કૃપા શેષે ઘટી તે દો. જડી જો—

---

## શણુગાર દર્શન સ્તવન

દર્શન સત્ય સ્વરૂપાનંદ શણુગાર સ્વામનુંરે,
અખીલ સ્વરૂપાનંદ પ્રદ સુદામનુંરે;
નીર્મળ નીલ મણી સદ્રશ તંન,
કમળ ગર્ભ સદ્રશ છે લોચન.
વદન કમળ, અંગાકૃતિ રૂપ દીવ્યાનંદ ધામનું રે—

ક્રિરીટ મુકુટ કુંડળ, હાર કેયૂર, કેડ કાંચીરણુ ઝણુતા નેપુર;
તપ્તસુવર્ણ સદ્રશ વસ્ત્રો, પંચરંગ જીવન ઠામનું રે—
હેમ મુક્તામણી વૈજ્ય, વનમાળા, કડા પહોંચી કંકણ શણુગારા;
કરકમળ આયુધ દર્શાવે, અભય શ્રેય તમામનું રે—
કટીકીંકણી પીતાંમ્બર શોહે, ચરણુગતી મંદથી મન મોહે;
નખ શીખ શણુગાર છે, દેવી દાન પ્રદ દામનું રે—
નીર્ગુણ સગુણ લીલા વપુધારી, સમય સમયના બને વીહારી;
આરત ભયહારી, બને નિત્ય સ્નેહ મુદામનું રે—
ભક્ત પ્રીતમ રૂપ; શણુગાર છતી, નથી અનુભવે એ છે રીતી;
સ્વરૂપ સુધા સીંચો, શરણુ શ્રેય કામનું રે—

---

# શણગાર પ્રસાદ ભાવ.

## (પરસ્વરૂપ) સ્તવન.

જય સચ્ચિદાનંદ સ્વામી પૂર્ણાનંદ ભર્તા સદય વરત્યા,
અખિલેશ્વર અંતરયામી સત્ય સ્નેહી વરત્યા.
વેદ પ્રણુવે હરી પોકારે, શ્રુતિ સ્મૃતિ નીયંતા ધારે;
કર્ત્તા, ભર્ત્તા, હર્ત્તાનામી–પૂર્ણાનંદ.
પર વ્યુહ વિભવ અંતર્યામી, લહયા ચર્ચા પંચરૂપ નામી;
સગુણ નીર્ગુણ દૈવી ધામી–પૂર્ણાનંદ.
ગુણ લીલા સ્વરૂપ વીભુતી, નથી છતી અનુભવ રીતી,
ભક્ત પ્રીતમ સર્વસ્વ પ્રતિતી–પૂર્ણાનંદ.



# આર્ત્ત સ્તવન બોધ.

ક્યારે !!! સત્ય સ્વરૂપાનંદ, દર્શન થશે જો;
જ્યારે સત્ય, સર્વસ્વે અગ્રમતી રશે જો,
ત્યારે !! સત્ય સ્વરૂપાનંદ દર્શન થશે જો.

સગુણ નીર્ગુણે સત્ય દ્દઢ જ્ઞાન વરશે જો,
દર્શને વિશ્વ મુર્તિ, રૂપા સક્તિ ભક્તિ રશે જો.
સત્ય જ્ઞાનાનંદે, તન્મય આનંદ વશે જો.
વિરહ દુઃખહારી, વીરહા સક્તિ ભક્તી ધરશે જો,
સત્ય સ્વરૂપ સન્નીધ કર પ્રેમ ધરશે જો,
થવું થાવું વસવું, તન્મયા સહિત ભક્તી રશે જો.

દર્શન શણગાર, દેવી દર્શનવત્ વશે જો,
ભકત પ્રીતમ, કૃપા શેષે સ્વરૂપાનંદ રશે જો.

---

## ગ્વાલ દર્શન સ્તવન.

દર્શું દીવ્ય વિભૂતિ પ્રકાશક ગ્વાલ દર્શન અહીરે
લીલા રશ પાન ધર્મો સહીરે.

લીલા વપુ લીલા દિવ્યકારી, અખીલ વીશ્વમાં પ્રકટ વીસ્તારી,
લીલા વીગ્રહ, ધામ દર્શન આશા ગૃહીરે.
નિત્ય ઐશ્વર્ય લીલા છબી ઠરવા, રૂદય અભયતા સ્નેહે જકડવા,
પાદ શરણ પાલક ચીન્હ એધાણો લહીરે.

ષટ શરણાગત મુક્ત અધિકારી, માધુર્ય ઐશ્વર્યં લીલાપાન કારી;
ઋતુ સમય નોત્તમ ગ્રેકારી, ઠરે આશ્રીત ધર્મે વહીરે.
રાસ વિલાસ ત્રય શ્રેષ્ટાનંદ આપે, રાગે રંગી દિવ્ય અંગે થાપે;
કાપે સંગ જગરંગ નિજાનંદે વહીરે.
યુગલ સંગ રસ વિહાર લીલા, દર્શે દૈવી દાસ દાસી રસીલા;
સેવા મેવા લેવા સ્થાપે, સહચરા સંગે સહીરે.
ભક્ત પ્રીતમ કુંજવીહારી, દિવ્ય વિભુતિ પ્રસાદ પાન કરી;
ધટીત ધર્મ વશ્ચ ઠારો, એ આશા ગૃહીરે.

---

## ગ્વાલ પ્રસાદભાવ

### સ્વસ્વરૂપ સ્તવન

વિશ્વસેવ્ય અદ્વીતિય સ્વામી, પૂર્ણાનંદ ધર્તા ધર્મ વર્તા.

આપી સેવ્ય સેવક સમ સેવા, અપૂર્ણને પૂર્ણ કર્તા જય વર્તા.
સર્વ સેવ્ય સર્વસ્વ ઉપકારી, બનો નિસાધને સમાધીકારી.
જન પ્રણત આર્ત્ત રક્ષા ધારી—અપૂર્ણ.

નીજાંશ ધર્માનંદ વીશારી, બન્યો વીપરીતે વિયોગી વીકારી,
થાતાં સાધનહીન આશ ધારી—અપૂર્ણ.

નિત્ય મુક્ત બદ્ધ કેવળ અધીકારી; પંચ મુમુક્ષુની જાણ લાભ ધારી
કરો ઘટીત સેવ્ય સેવાધારી—અપૂર્ણને.

નીજ ધર્મે શ્રેયરસ મુજ ભળશે, લીલા દર્શન વીશે પરમ વરશે
ભક્ત પ્રીતમ પ્રસાદ વશ કરશે—અપૂર્ણને.

---

# આર્ત્ત સ્તવન

ક્યારે શરણ ધર્માનંદ પ્રગટ થશોજો
ક્યારે શરણુ સ્વરૂપ, દ્રઢતા કૃપા વશોજો

ત્યારે શરણ ધર્માનંદ પ્રગટ થશોજો—

તંન ધનથી સેવક, સેવા ધર્મે વશોજો

બનીને સખ્યા પ્રેમે, સખ્યા શક્તિ ભક્તિ રશોજો—ત્યારે.
વહી કાન્ત કાન્તા, ધર્મ-પ્રેમે રશોજો;

તન્મય પ્રેમે ધાતાં, કાન્તા શક્તિ ભક્તિ વશોજો——
બાળ વાત્સલ્ય ભાવે, પ્રેમે સેવ સજોજો;
અનન્ય ભાવે ધાતાં, વાત્સલ્યા શક્તિ ભક્તિ થશોજો—

નીજ સ્વરૂપ સેવા, સુજવા, મન નીશ્ચયિ વહેજો;
ભક્ત પ્રીતમ, કૃપા શેષે; ધર્માનંદ નીકટ થશેજો—

---

## રાજભોગ દર્શન સ્તવન.

દર્શું સર્વેશ્વર રાજેશ્વર, રાજભોગ દર્શન ખરૂં રે,
શેષ દુઃખ હરે પરૂં રે—
સ્નેહી શરણ્ય પૂર્ણાનંદ કામ, દાતા અભય બળ શ્રેય પૂર્ણધામ;
પૂર્ણપતાથી, પૂરણુ શરણુ સેવન વરૂં રે—
ધર્મ માર્ગ ખળ પાખંડે વહ્યા છે, તીર્થ તપ દ્વાર કલુષિત થયાં છે;
અનેક વાદથી, ભ્રમિત મંન છે કેમે ઠરૂં રે—
મંત્ર તંત્ર વ્રત ટેક વીન ભાસે, પ્રેરક સજન મૂઢ પાખંડે વીલાસે.
ખટ શત્રૂ વ્યામોહ વ્યાપારો કયા ભણું રે—

અલ્પાનંદી જન દેવ દેવી ઉપાસે, નીજ સેવનની સેવા પ્રકાશે;
ભાવ, વિવેક, ધૈર્ય હર દીસે, કયાં મળુ રે—
ભક્ત પ્રીતમ કુંજ વીહારી, શરણુ સેવન વીન નહીં કો બારી;
મતી ગતી રતી, વીનાનો અપક્વ પ્રપત્તિ વરૂ રે—

---

## પ્રસાદ ભાવ સ્તવન.

### (ઉપાય સ્વરૂપ.)

જય સર્વેશ્વર રાજેશ્વર સ્વામી, સર્વસ્વ શરણ્ય ભર્તા.
જય વરતા.
જય પૂર્ણાનંદ નામી ધામી, અભય બળ શ્રેય ધર્તા;
ચર્ણે ઠરતા.

વિશ્વ શરણ્ય સર્વસ્વ સ્વામી, વસવા સન્નિધે આનંદ પામી,
કરો દર્શને શ્રેય ગામી—અભય.
કૃપામાર્ગ, ધર્મ; તીર્થ યાગ, મંત્ર તંત્ર વ્રત તપ ત્યાગ;
પ્રેરક કલુષિત સંત ગુરૂ ભાગ—અભય.
શરણુ ઉપાય કર્મ જ્ઞાન ભકિત, ગુરૂ અભિમાન ખટ પ્રપત્તિ.
નથી પ્રપત્તિ વીના મતી ગતી—અભય.
શરણુ કૃપા વીના નથી આરી, ૩પાય આર્ત્ત અરજ લો સ્વીકારી
અકિંચન અનન્ય ગતી ધારી—અભય.
ભક્ત પ્રીતમ કુંજ વીહારી, કૃપા પ્રસાદ પ્રપત્તિ અધીકારી.
આર્ત્ત અરજે કરો શ્રે ધારી—અભય,

---

## આર્ત્ત સ્તવન.

ક્યારે સર્વસ્વ શરણ્ય, સન્નિધી સ્થીર થશે જો;
ક્યારે પરમ સન્નીધી, ઉપાય સ્થીર થશે જો,
જ્યારે સર્વસ્વ ભાવે, પ્રપત્તિ ખટ મન વશે જો;
ત્યારે પરમ સન્નિધી ઉપાય સ્થીર થશે જો.

શાને સર્વસ્વ શરણ્ય, સત્ત સ્વામી વશેજો;
સેવન–સદાભાવે–પૂંજા શકિત ભકિત રશેજો—
દર્શી સર્વ સ્વપૂર્ણ, અનન્ય શરણે મન ધરેજો;
નિત્ય સેવને વરતા, દાસા શકિત ભકિત રશેજો—
શરણ ધર્મ ૭ અંગે, નિશ્ચયી થે પદ ઠરેજો;
ભકત પ્રીતમ કૃપા શેષે, સન્નિધી પૂર્ણાનંદ ભરેજો—

---

# પુષ્પાંજલી સ્તવન.

નમસ્તે નમસ્તે વિભો વિશ્વ મૂર્તે;
નમસ્તે નમસ્તે ચિદાનંદ મૂર્તે.
નમસ્તે નમસ્તે તપો યોગ ગમ્ય;
નમસ્તે નમસ્તે શ્રુતિ જ્ઞાન ગમ્ય.
ત્વમેકં શરણ્યં ત્વમેકં વરેણ્યં,
ત્વમેકં જગત્કારણું વિશ્વ રૂપમ્.
ત્વમેકં જગત્કર્તૃ પાતૃ પ્રહર્તૃ;
ત્વમેકં પરં નિશ્ચલં નિર્વિકલ્પમ્.
ત્વદેકં સ્મરાય સ્ત્વદેકં ભજામ;
ત્વદેકં જગત્ સાક્ષિરૂપં નમામ:

સદેકં વિધાનં નિરાલંમ્બ મીશં
ભયામ્ભોધિ પોતં શરણ્યં વ્રજામ:
ભયાનાં ભયં ભીષણં ભીષણાનાં;
ગતિઃ પ્રાણિનાં પાવનં પાવના નામ્.
મહોચ્ચૈઃ પદાનાં નિયન્તૃ ત્વમેકં;
પરેષાં પરં રક્ષણં રક્ષણા નામ.

---

રક્ષો સર્વસ્વ માહરા, બની ચરણ શરણ વરદાય;
સ્તવને પ્રપન્ન પ્રિયવરં, જય જય જય દર્શાય.
સચ્ચીદાનંદકી જય.

---

# નિશ્ચયાષ્ટક.

## ( ગજલ )

અજીત વિશ્વે, દીસો સ્વામી; થયા તેથી, અનુગામી.
તજીશું કેમ, યુગો વીતે, નમ્યા તે નમ્યા, આદીપ્રતિ.
ચડયા તે ચડયા, સત્ય દ્વારે, પડયા તે પડયા, ચર્ણ પ્યારે.
વદયા તે વદયા, અન્ય સાથે, ગૃહ્યા તે ગૃહ્યા ચર્ણ હાથે.
વળ્યા તે વળ્યા, શ્રેષ્ટ વાટે, રળ્યા તે રળ્યા પતી આશે.
થયા તે થયા, નિત્ય સાટે, ગયા તે ગયા વિયોગ માટે.
ગયું તે ગયું, જે નઠારૂં, થયું તે થયું સારૂં થનારૂં.
રહ્યું તે રહ્યુ, સ્થીર રંજ્ને, લહ્યું તે લહ્યું સુખ દેજ્ને.
તજ્યા તે તજ્યા સેવી દેવો. ભજ્યા તે ભજ્યા પૂર્ણ એવો.

સૂજ્યાં તે સૂજ્યાં, ચિત્ત સારાં, સદા સંગી તે વસનારા.
કર્યું તે કર્યું, નામ મુખે, ધર્યું તે ધર્યું ધ્યાન સુખે.
વર્યું તે વર્યું ચિત્ત મારૂં, ઠર્યું તે ઠર્યું નહીં જનારૂં.
હરો તો દોષ સૌ જાશે, સુધારો તોજ સુધરાશે.
ભરો તો ભક્તિ ભરાશે, ઉગારો તોજ ઉગરાશે.
નમી નમીને એ કહીયું, દ્રઢો તો દ્રઢ દ્રઢાઇશું.
ભક્ત પ્રીતમ નીશ્ચય દ્રઢજો, પ્રપત્તિ વચ બીઈ ધરજો.

---

# શરણાગતિ—પ્રપત્તિ પ્રાપ્ય

## ( પ્રાયશ્ચીત )

### ( હરી ખબર—એ રાહે )

પશ્ચાત પૂર્વક આર્ત્ત-સ્તવન.

હરીઃ ચરણ શરણ સદા સ્થાપશોરે;
વચન ભૃંગી નીહાળી દાસી, દાસ, શ્રીનિવાસ—ચરણ
કુલ જાતિ ધન યોવને મોહિત વણાજો;
બન્યા મૂર્ખ સ્વતંત્ર બની ખાશ શ્રીનિવાસ—ચરણ.
નહિં જાણ્યા શીર્ષે શ્રી સ્વામિ રણાજો;
દીધું રક્ષો વસોછો સંગે વાશ, શ્રીનિવાસ—ચરણ.

પોતે છીએ પતિ પોતા કાજ ચહ્યું જો;
તેને ગમ્યું સમ્યુંના વાધ્યો ત્રાશ, શ્રીનિવાસ.—ચરણ.
કીધાં કર્મ અધર્મ વિવેકજ્ઞાન તજી જો;
વળ્યા છેક ભવમાંહે તજી પંથ, શ્રીનિવાસ—ચરણ.
ધાર્યા જુઠા ધણી નિત્યા નિત્ય ધણાં જો;
ધણ ન પરખ્યા, ખોટે લાગ્યા અંત, શ્રીનિવાસ.—ચરણ.
કીધા પ્રસંગ સિદ્ધાંત ભ્રાંત કર ધણાં જો;
નહિં શાંત, થયો ભ્રમિત ચલિત ઠામ, શ્રીવાસ—ચરણ.
હારી ઝપમારી નાથ ઓથ અઘ ગૃહી જો;
લહી દયાધારી વંદુ પુરણ કામ, શ્રી નિવાસ—ચરણ.

તમ વસ્તુ સંભાળો હાવે શ્રી પતિ જો.
શુચિ સેવા, રખાવો ગમતી રીત, શ્રીનિવાસ—ચરણ
પર ભક્તિ જ્ઞાન પરમ પંથે સ્થાપવા જો;
ભક્તા પ્રીતમ, જરંગ કરો સ્થીત, શ્રીનિવાસ—ચરણ

---

સ્રીકુર મહાદેવ, પાદ મૂળ મુપ સ્થીતં;
પ્રણુતં પ્રણુતાધારં, કેંકર્ય વિનિ વેશય.

તવારમી શ્રી ભક્ત વરદાય.

સચ્ચીદાનંદકી જય.

---

# પ્રસાદ સ્વરૂપ ધ્યાન.

જય શ્રી સચ્ચિદાનંદ, સર્વેશ, શરીરી પૂર્ણાનંદ નામી;
સેવ્ય; શરણ્ય નીયંતા, સર્વસ્વ, કર્તા હર્તા નિત્ય ધામી,
પરમ, નામધામ લીલા, અનુભવ, વશ રૂપાદી કે દર્શાતા;
શાર્ણ, સર્વસ્વ પીતુ માતા, સેવા, નિત્ય સન્નીધી દ્રઢો દાતા.
શરણ શરણ્યે શ્રે ધારી, નિત્ય મુકત બદ્ધ કેવળ મુમુક્ષુ બારી.
સ્વરૂપ નિત્ય એ વરવા, ધર્મ ધટીને સ્થાપો મતિ વિચારી.
ઉપાય કર્મ જ્ઞાન ભકિત, પ્રપત્તિ પટ ગુરૂ ગર્વ દર્શાતા,
ગતિ શરણ શ્રે ધારી, મમ ગતિ નથી અન્ને પીતું માતા.
વરવાટે વિરોધી બળશે, સ્વ પર ઉપાય પુરૂષાર્થના હરતા,

કૃપાદૃષ્ટી કષ્ટી હરશે, શ્રેય ભરશે સન્નિધી હા ભળતાં,
પરમ સ્વરૂપાનુભવ, ધર્મ અર્થને કામના છો દાતા,
કૃપાનુભવ દ્રષ્ટિ થાતાં પુરૂષાર્થ પરમ ભળો પીતુ માતા.

---

માત પિતા ભળો સ્નેહથી બાળ આર્ત્ત વશ ધાય,
સર્વસ્વ છો ચરણ શરણથી, બનો પ્રીત વરદાય.
સચ્ચિદાનંદકી જય.

---

